

# ઉમ્મતનો

# વિલાપ.

રચી- પ્રગટ કરનાર


**એદલજી ધનજી કાબા,**

અમરેલી-કાઠીયાવાડ.



ઇ૦ સ૦ ૧૯૧૨

આવૃતી પહેલી　　　　નકલ ૫૦૦

અમદાવાદ—ધી અમરસીંહજી પ્રીન્ટીંગ પ્રેસમાં
પઠાણ નીઝામખાન નુરખાન વકીલે છાપ્યું.

કીંમત બે આના.

# ઉમ્મતનો

# વિલાપ.

રચી- પ્રગટ કરનાર
એદલજી ધનજી કાબા,
અમરેલી-કાઠીયાવાડ.

ઈ૦ સ૦ ૧૯૧૨

આવૃતી પહેલી        નકલ ૫૦૦

અમદાવાદ—ધી અમરસીંહજી પ્રીન્ટીંગ પ્રેસમાં
પઠાણ નીઝામખાન નુરખાન વકીલે છાપ્યું.

કીંમત બે આના.

૭૮૬

# અર્પણ પત્રિકા.

મહેરબાન નેકનામ

## શેઠ ઇસહાક રહેમતુલ્લાહ દલાલ.

ધોરાજી.

આપના માનિતા વતન ધોરાજી ખાતે આપે મોહમેડન
કલબ તથા મદ્રેસાની સ્થાપના કરી ઇસ્લામી હમ-
દર્દીનું આપે જે અનુકરણ કરવા લાયક ઉત્તમ
દ્રષ્ટાંત રજુ કર્યું છે તેની શુભ યાદમાં
ઇસ્લામી સાહિત્યનું આ લઘુ
પુસ્તક આપને સહ-
માન અર્પણ
કરૂં છું.

અમરેલી—કાઠીયાવાડ } ખાદીમે ઇસ્લામ
એદલજી ધનજી કાબા.

# પ્રસ્તાવના.



આજથી કેટલાક વર્ષ પહેલાં શમશુલ ઓલમા મૌલાના અલતાફ હુસેન હાલીનું મુસદ્દસે હાલી નામનું ઉરદુ કાવ્ય મારા વાંચવામાં આવ્યું. વાંગવા સાથેજ મારા મનમાં એવી ઇચ્છા થઇ આવી કે, જો તેને ગુજરાતી લીપિ તથા તરજુમા સાથે છપાવી પ્રગટ કરવામાં આવે તો ઇસલામી કોમને ઘણોજ લાભ થવા પામે. પરંતુ બીજાં કેટલાંક પુસ્તકો બહાર પાડવાના કામમાં હું એવો તો લીન થઈ જવા પામ્યો હતો કે મને તે કામ હાથ ધરવાનો અવકાશ મળી શકયો નહિ. આજે પણ જેવીને તેવીજ અવકાશની ગેરહાજરી વાળી સ્થિતિ છે, પરંતુ આજથી ત્રણ માસ પૂર્વે મુસદ્દસે હાલીની મુળ પ્રસ્તાવના અનાયાસે વાંચનમાં લીધી. અલીગઢ કૉલેજના સ્થાપક સર સઇયદ એહમદખાનનાં તેમાં ટાંકી બતાવવામાં આવેલાં વાકયોએ મારાપર જાદુઇ અસર કીધી. સર સઇયદ એહમદ મુસદ્દસે હાલીના કર્તાને સંબોધીને કહે છે કે "વાચાળ પ્રાણી હોવાનો દાવો કરવો અને ખુદાતાલાએ આપેલી વાચાથી કાંઇ કામ ન લેવું એ ઘણી શરમ ભરેલી વાત છે. કોમની સ્થિતિ છેક બગડી ગઈ છે. કોમી ભાઇઓ તદન ઝલીલ થઇ ગયા છે. માતબર માણસો માટીમાં મળી ગયા છે. વિદ્યાનો નાશ થઇ ગયો છે. ઇસ્લામનું તો માત્ર નામજ બાકી રહ્યું છે. દરિદ્રતાનો ઘેર ઘેર પોકાર પડી રહ્યો છે. પેટ ભરવાના સાંસા થઇ પડયા છે. નીતિરીતિ બગડી ગઈ છે અને હજુ

બગડતીજ જાયછે. ધર્માંધતાની ઘનઘોર ઘટા આખી કોમ ઉપર છવાઇ ગયેલી છે. રૂઢીની સાંકળ દરેકના પગમાં પડેલી છે. અજ્ઞાનતા અને અઘટિત પૈરવી સૌની ગરદનપર સવાર છે. અમીર ઉમરાવો જે કોમને ઘણો ફાયદો કરી શકે છે તે ગાફીલ અને બેપરવા થઇ ગયા છે. ઉલમાઓ જેમને કોમી સુધારણામાં ઘણો દખલ છે તે જમાનાની જરૂરીયાતો અને મસલહતોથી નાવાકેફ છે. **એવા સમયમાં જેનાથી જે કાંઇ બની આવે તે બહેતર છે...**" આ છેલ્લા વાકયે મારા બીજા કામના બોજાને થોડો વખત માટે વિશ્રાન્તી અપાવી અને તે વિશ્રાન્તીનાં કારણે હું મુસદ્દસે હાલીનું કામ હાથ ધરવાને શકિતવાન થયો. મુસદ્દસે હાલીને **ઇસ્લામની ચડતી પડતી** એવું નામ આપી જુદુ જ પ્રગટ કીધું છે. મુસદ્દસે હાલીની છેવટમાં તેના રચનારે **મુનાજાતે હાલી** નામનું કાવ્ય વધારામાં મુકયું છે. આ વધારાના કાવ્યને મેં **ઉમ્મતનો વિલાપ** એવું નામ આપી તેના સાર સાથે પ્રગટ કીધું છે. હું આશા રાખું છું કે તેના છુપા સારનો ઇસ્લામી બંધુઓ અભ્યાસ કરી પોતાને તેમજ પોતાની વિદ્યા-કળામાં પછાત પડેલી કોમને લાભ આપશેજ.

ખાદીમે ઇસલામ

**એદલજી ધનજી કાબા.**

# ઉમ્મતનો

# વિલાપ.

અય ખાસએ ખાસાને રેસલ વક્તે દોઆ હય,
ઉમ્મતપે તેરી આકે અજબ વકત પડા હય. ૧

**સાર**—ઓ, અમારા માનનીય રસુલ, દોઆ કરવાનો સમય છે, કેમકે તારી ઉમ્મતપર અજબ મુશ્કિલતનો વખત આવી પડયો છે.

જો દીન બડી શાનસે નીકલાથા વતનસે,
પરદેસમેં વોહ આજ ગરીબ-ઉલ-ગુરબા હય. ૨

**સાર**—જે દીન, પોતાના વતનથી મોટી જાહોજલાલી સાથે નીકળ્યો હતો તે આજ પરદેશમાં તદ્દન ગરીબ થઇ ગયો છે.

જીસ દીનકે મદઓ થે કભી ખુસરૂ વ કસરા,
ખુદ આજ વોહ મેહમાન સરાએ ફોકરા હય. ૩

**સાર**—જે દીનની દાવત એક વખતે મોટા રાજા મહારાજાઓને અપાએલી હતી તે દીન, આજ ફકીરોની ધર્મશાળામાં મેહમાન છે.

વોહ દીન હુઇ બઝમે જહાં જીસ્સે ચરાગાં,
અબ ઉસ્કી મજાલીસમેં ન બત્તી ન દીયા હય. ૪

**સાર**—એ દીન, કે જેથી દુનિયાની મજલીસ પ્રકાશિત થઇ આજે તે દીનની મજલીસમાં દીવો બત્તી પણ નથી.

જો દીનકે થા શીર્કસે આલમકા નીગેહબાન,
અબ ઉસ્કા નિગેહબાન અગર હે તો ખુદા હય. ૫

**સાર**—જે દીન, સઘળી દુનિયાને મુશરીકપણાથી બચાવતો હતો. હવે આજે તેનો નિગેહબાન ખુદા સિવાય બીજો કોઇ નથી.

જો તફરકે અકવામકે આયા થા મીટાને,
ઉસ દીનમેં ખુદ તફરકા અબ આકે પડા હય. ૬

**સાર**—જે દીન, કોમ કોમ વચ્ચેની જુદાઇને દુર કરવાને માટે આવ્યો હતે. તે દીનમાંજ ખુદ જુદાઈ આવીને પડી ગઇ છો

જીસ દીનને થે ગૈરકે દીલ આકે મિલાએ,
ઉસ દીનમેં ખુદ ભાઇસે અબ ભાઇ જુદા હય. ૭

**સાર**—જે દીને બીજાઓના દીલો મેળવીને એકત્ર કરી આપ્યાં તે દીનમાં આજે ભાઇ ભાઇથી જુદાઇ થઈ પડી છે.

જો દીનકે હમદર્દ બની નુએ બશર થા,
અબ જંગો જદલ ચાર તરફ ઉસમેં બપા હય. ૮

**સાર**—જે દીન, સઘળી મનુષ્યજાતનો ખરો હમદર્દ હતો આજે તેજ દીનમાં ચારે તરફ દંગા ફસાદો લાગ્યા પડયાછે.

જીસ દીનકા થા ફક્ર ભી અકસીર ગના ભી,
ઉસ દીનમેં અબ ફક્ર હે બાકી ન ગના હય. ૯

સાર—જે દીનની ફકીરી પણ અકસીર તવંગરી હતી, આજે તે દીનમાં ન ફકીરી છે ન તવંગરી છે.

જો દીનકે ગોદુંમેં પલા થા હોકમા કે,
વોહ અર્સએ તેગે જોહોલાહે સોફહા હય. ૧૦

સાર—જે દીન મોટા મોટા હકીમોની ગોદમાં પરવરીશ પામ્યો હતો તે દીન આજે અજ્ઞાન અને હલકા લોકોની તલવારનો ભોગ થઇ પડયો છે.

જીસ દીનકી હુજ્જતસે સબ અદીયાનથે મગલુબ,
અબ મોતેરઝ ઇસ દીનપે હર હરઝેહ દેરા હય. ૧૧

સાર—જે દીનની હુજ્જત સામે સઘળા દીનો આધિન થઇ ગયા હતા. આજે તે દીનપર ચારે તરફથી એતરાજોની ધમાલ લાગી રહી છે.

હે દીન તેરા અબભી વોહી ચશ્મએ સાફી,
દીંદારૂં મેં પર આબ હે બાકી ન સફા હય. ૧૨

સાર—આજે તારો તે દીન પ્રથમ જેવોજ સ્વચ્છ ઝરો છે. પરંતુ દીનદારોમાં આજે પાણી કે સ્વચ્છતા કશુંએ નથી.

આલીમ હે સો બેઅકલ હે, જાહીલ હે સો વેહશી,
મુનઅમ હે સો મગરૂરહે, મુફલીસસો ગદા હય. ૧૩

સાર—આલીમો છે કે અક્કલ વિનાના છે. જાહીલો છે તે તદન જંગલી છે. તવંગરો છે તે મગરૂર છે અને મુફલીસ છે તે ભીખારી છે.

યાં રાગ હે દીનરાત તો વાં રંગ શબોરોઝ,
યેહ મહેફીલે અય્યાન હે વોહ બઝમે શોરફા હય. ૧૪

સાર—અહીં જ્યાં જોઇએ તો રંગ રાગ જામી રહ્યો છે આવો તેના અમીરો તથા શરીફોનો રંગઢંગ છે.

છોટુંમેં ઇતાઅત હે, ન શફકત હે બડુંમેં,
પ્યારૂંમેં મહબ્બત હે, ન યારૂંમેં વફા હય. ૧૫

સાર—નાનાઓમાં તાબેદારી અને મોટાઓમાં હમદર્દી નથી. પ્યારાઓમાં પ્રેમ નથી અને મીત્રોમાં વફાદારી નથી.

દોલતહે ન ઇઝ્ઝત હે ન ફઝીલત ન હુનર હય,
એક દીન હે બાકી સો વોહ બેબર્ગો નવા હય. ૧૬

સાર—નતો તેની પાસે દોલત, ઇજ્જત, ફઝીલત કે હુન્નર છે. એક માત્ર દીન છે તે પાતરા તથા ડાળીઓ વિનાના વૃક્ષ જેવું થઇ પડ્યું છે.

હે દીનકી દોલતસે બહા ઇલ્મસેં રૌનક,
બે દોલતો ઇલ્મ ઇસમેં ન રૌનક ન બહા હય. ૧૭

સાર—દીનની દોલતથીજ ખુબી અને રૌનક છે, જ્યાં ઈલમ તથા દોલત નથી ત્યાં કાંઇપણ ખુબી કે રૌનક નથી.

શાહદ હે અગર દીન તો ઇલ્મ ઇસકા હે ઝેવર,
ઝેવર હે અગર ઇલ્મતો માલ ઉસકી જીલા હય. ૧૮

સાર—દીન જો ખુબસુરતી છે તો ઇલમ તેનું ઘરેણું છે. જો ઇલમ ઘરેણું છે તો નાણું તેનો ચળકાટ છે.

જીસ કોમમેં ઓર દીનમેં હો ઇલ્મ ન દોલત,
ઉસ કોમકી ઓર દીનકી પાની પે બીના હય. ૧૯

**સાર**—જે કોમ અને દીનમાં ઇલમ તથા દોલત ન હોય તે કોમ તથા દીન પાણીપરની ઇમારત સમાન છે.

ગો કોમમેં તેરી નહિ અબ કોઈ બડાઇ,
પર નામ તેરી કોમકા યાં અબભી બડા હય. ૨૦

**સાર**—જો કે તારી કોમમાં હવે કોઇપણ જાતની વડાઇ રહી નથી તથાપિ તેનું નામ હજુ સુધી ઘણું મોટું છે.

ડર હે કહીં યેહ નામભી મીટ જાયે ન આખેર,
મુદ્દતસે ઇસે દૌરે ઝમાં મેટ રહા હય. ૨૧

**સાર**—ધાસ્તી છે કે રખેને એ નામ પણ મટી જાય, કેમકે સમયનું ચક્ર તેને ઘસી રહ્યું છે.

જીસ કસ્રકા થા સર બફલક ગુમ્બદે એકબાલ,
ઇદબારકી અબ ગુંજ રહી ઉસમેં સદા હય. ૨૨

**સાર**—જે મહેલની ટોચ ઉન્નતિના આકાશ સાથે વાતો કરતી હતી આજે તેજ મહેલમાં ચારે તરફ પડતીનો અવાજ પોકરાઇ રહ્યો છે.

બેડાથા ન જો બાદ મુખાલીફસે ખબરદાર,
જો ચલતી હે અબ ચલતી ખીલાફ ઉસકે હવા હય. ૨૩

**સાર**—જે જહાઝ તોફાની હવા વિષે તદન અજાણ હતું. આજે તે વહાણપર સઘળેથી તોફાની હવાઓ ટપોટપ કુંકી રહી છે.

વોહ રોશનીયે બામ વ દરે કીશ્વરે ઇસલામ,
યાદ આજ તલક જીસ્કી ઝમાનેકો ઝીયા હય. ૨૪

સાર—ઇસલામ પ્રદેશના દ્વાર તથા શીખરપરનો પ્રકાશ કે જે પ્રકાશની યાદગીરી સમયને સંપૂર્ણ યાદ છે.

રોશન નઝર આતા નહિ વાં કોઇ ચેરાગ આજ,
બુજનેકો હે અબ ગર કોઇ બુજનસે બચા હય. ૨૫

સાર—ત્યાં એક પણ દીવો પ્રગટતો જોવામાં આવતો નથી. જે દીવો ઠરી જવાથી બચી ગયો છે તે ઠરી જવાની તૈયારીમાં છે.

અશરતકદે આબાદ થે જીસ કોમકે હરસુ,
ઉસ કોમકા એકએક ઘર અબ બઝમે અઝા હય. ૨૬

સાર—જે કોમની ખુશાલીના જલસા ચારે તરફ જામી રહ્યા હતા તે કોમનું એકએક ઘર આજે માતમની મજલીસ થઇ રહી છે.

ચાઉસથે લલકારતે જીન રાહ ગુઝરમેં,
દીન રાત બુલંદ ઉન્મેં ફકીરૂંકી સદા હય. ૨૭

સાર—જે શાહમાર્ગોપર ચાઉસો (આરબો) લલકારી રહ્યા હતા તેજ શાહમાર્ગોપર આજે ફકીરોનો પોકાર પડી રહ્યો છે.

વોહ કોમકે આફાકમેં જો સર બ ફલક થી,
વોહ યાદમેં ઇસલાફકી અબ રૂ બકફા હય. ૨૮

સાર—જે કોમ કે આકાશની ઉંચી ઇમારતપર બેસતી હતી તે આજે પોતાના વડીલોની યાદમાં બગલો ઝાંકી રહી છે.

જો કોમકે માલીક થી ઉલુમ ઓર હોકમકી,
અબ ઇલ્મકા વાં નામ ન હીકમતકા પતા હય. ૨૯

સાર—જે કોમ વિદ્યા-કળાની માલીક હતી તે કોમમાં આજે વિદ્યા કે કળાનું નામ પણ રહ્યું નથી.

ખોજ ઉન્કે કમાલાતકા લગતા હે અબ ઇતના,
ગુમ દસ્તમેં એક કાફલા બે તબ્લો દરા હય. ૩૦

સાર—તપાસ કરતાં તેમનો માત્ર એટલોજ પતો લાગે છે કે જંગલમાં એક કાફલો વિના સરંજામે ગુમ થઇ ગયો છે.

બીગડીહે કુચ્છ એસી કે બનાએ નહિ બનતી,
હે ઇસસે યેહ ઝાહેર કે યેહી હુકમે ખુદા હય. ૩૧

સાર—મામલો કાંઇ એવો તો બગડયો છે કે સુધારતાં સુધરતો નથી, તેથી એમ જણાય છે કે ખુદાની મરજીજ એવી છે.

થી આસ તો થા ખોફ બી હમરાહ રજાકે,
અબ્ ખોફ હે મુદતસે દીલુંમેં ન રજા હય. ૩૨

સાર—જ્યારે આશા હતી ત્યારે તે સાથે ધાસ્તી પણ હતી. હવે આજે માત્ર ધાસ્તીજ રહી ગઇ છે. આશાનું નામ પણ જણાતું નથી.

જો કુચ્છ હેં વોહ સબ અપનેહી હાથુંકે હેં કરતુત,
શીકવા હે ઝમાનેકા ન કીસમતકા ગીલા હય. ૩૩

સાર—જે ખરાબ સ્થિતિ થઇ છે તે અમારા કર્તુકોનેજ આભારી છે, તેમાં કાંઇ સમય કે કીસમતનો દોષ નથી.

દેખે હેં યેહ દીન અપનીહી ગફલતકી બદૌલત,
સચ હે કે બુરે કામકા અંજામ બુરા હય.

સાર—આવી દુઃખદાયક સ્થિતિ અમોએ અમારી ગફલતના કારણેજ જોઇ છે. ખરી વાત છે કે ખરાબ કામનું પરિણામ પણ ખરાબજ હોય છે.

કી જેબ બદન સબને હે પોશાક કતાંકી,
ઓર બર્ફમેં ડુબી હુઇ કીશ્તીકી હવા હય. ૩૫

સાર—ઇસ્લામ દેશનું જહાઝ બરફમાં ડુબેલું છે અને તેની પ્રજાએ તેને શોધવા માટે કંતાનનાં કપડાંઓ પહેરેલાં છે.

દરકાર હે યાં માર્કેમેં જોશનો ખફતાન,
ઓર દોશપે યારોંકે વોહી કોહના રીદા હય. ૩૬

સાર—આવી લડાઇમાં લોઢાનાં બકતરો અને લોઢાનોજ લેબાસ પહેરવો જોઇએ, પરંતુ અહીંતો સઘળાઓ પુરાની પીછોડી ખભાપર નાખી બેઠા છે.

દરીયાયે પુર આશોબહે એક રાહમેં હાયલ,
ઓર બેઠકે ઘોડનાવપે યાં કસ્દે સેના હય. ૩૭

સાર—માર્ગમાં એક ઉંડો અને તોફાની દરિયો આવેલો છે પણ અહીં તો ઘોડાપર બેસીને તેને ઓળંગવા માટે લોકો ચાલ્યા છે.

મીલતી નહિ એક બુંદભી પાનીકી જહાં મુફ્ત
વાં કાફલા સબ ઘરસે તહે દસ્ત ચલા હય. ૩૮

**સાર**—જે માર્ગમાં પાણીનું એક ટીપું પણ વગર કીમતે મળતું નથી તે માર્ગમાં કાફલાનો કાફલો ખાલી હાથે ચાલી નીકળ્યો છે.

હાં નીકલે હેં સૌદેકો દીરમ લેકે પુરાને,
ઓર સીક્કા રવાં શહેરમેં મુદ્દતસે નયા હય. ૩૯

**સાર**—જુઓ કે શહેરમાં નવો શીકકો કયારનોએ ચાલુ થઇ ગયો છે; પરંતુ આ લોકો તો બાવા આદમના વખતનું નાણું લઇ સૌદો ખરીદવા ચાલ્યા છે.

ફરિયાદહે અય કીસ્તીએ ઉમ્મતકે નિગેહબાન,
બેડા યેહ તબાહીકે કરીબ આન લગા હય. ૪૦

**સાર**—ઓ ઉમ્મતની કીશતીના નિગેહબાન! અમારી તારી પાસે ફરીયાદ છે. હવે આ જહાજ તદન ગરકાવ થઇ જવાની અણીપર આવી લાગ્યું છે.

અય ચશ્મએ રેહમત બેઅબી અન્ત વ ઉન્મી
દુનિયાપે તેરા લુત્ફ સદા આમ રહા હય. ૪૧

**સાર**—ઓ રહેમતના દરિયા અને બહાદુર ઉમ્મી સરદાર! જગતપર તારી કૃપા સર્વત્ર ફેલાતી રહેલી છે.

જીસ કોમને ઘર ઓર વતન તુજસે છુડાયા,
જબ તુંને કીયા નેક સલુક ઉન્સે કીયા હય. ૪૨

સાર—જે કોમે તને તારૂં ઘરબાર છોડાવી આપ્યું તે કોમ પર તેં તેમના અપકારના બદલામાં ઉપકારજ કીધો છે.

સદમા દુરે દંદાંકો તેરે જીન્સેકે પોંહચ્યા,
કી ઉન્કે લીયે તુને ભલાઇકી દોઆ હય. ૪૩

સાર—જે લોકોએ લડાઇમાં તારા દાંતો તોડી નાખ્યા તેમના માટે પણ તેં ભલાઇનીજ દોઆ કીધી છે.

કી તુને ખતા અફ્વ હે ઉન કીના કશુંકી,
ખાનેમેં જીન્હુને તુઝે ઝેહર દીયા હય. ૪૪

સાર—જેણે તને ઝેહર ખવડાવ્યું છે તેવા કીનાખાજોની ખતા પણ તેં માફ કરી આપી છે.

સો બાર તેરા દેખકે અફ્વ ઓર તરહમ,
હર બાગી વ સરકશકા સર આખરકો ઝુકા હય ૪૫

સાર—સેંકડો વખત તારી માફી તથા દયા જોઇ સઘળા કાંટાબાજ શત્રુઓની ગરદન છેવટે તારી આગળ ઝુકી ગઇ છે.

જો બેઅદબી કરતેથે અશઆરમેં તેરી,
મનકુલ ઉન્હીસે તેરી ફીર મદહો સના હય. ૪૬

સાર—જે લોકો કવિતામાં તારી બેઅદબી કરતા હતા તેમનાજ મુખથી તારી તારીફો નીકળી છે.

બરતાવ તેરે જબકે યેહ આદાપે હેં અપને,
આદાસે ગુલામુંકો કુચ્છ ઉમ્મીદ સીવા હય. ૪૭

સાર—જ્યારે તારી વર્તણુંક શત્રુઓ પ્રત્યે પણ આવી છે તો પછી તારા ગુલામોને શત્રુઓ કરતાં કાંઇ વધુ ઉમેદ છે.

૪૩૯૨



કર હકસે દોઆ ઉમ્મતે મરહુમકે હકમે',
ખતરૂમે' બોહોત જીસ્કા જહાઝ આકે ઘીરા હય.

**સાર**—એ ઉમ્મતના હકમાં દોઆ કર કે જેનું જહાઝ મોટા જોખમમાં ઘેરાઇ ગયું છે.

ઉમ્મતમે' તેરી નેકબી હે' બદબી હે' લેકીન,
દીલદાદા તેરા એકસે એક ઉન્મે' સીવા હય. ૪૯

**સાર**—તારી ઉમ્મતમાં સારા અને નરસા બન્ને પ્રકારના માણસો છે, પરંતુ તેમાં દરેક એક કરતાં એક વધુ તારો આશક છે.

ઇમાન જીસે કેહતે હે' અકીદામે' હમારે,
વોહ તેરી મહબ્બત તેરી ઇતરતકી વીલા હય ૫૦

**સાર**—અમારા અકીદામાં જેને ઇમાન કહે છે તે તારી તથા તારી આલ પ્રત્યેનો પ્રેમ છે.

હર ચપકલીશ દેહર મુખાલીફમે' તેરા નામ,
હથીયાર જવાનુંકા હે પીરૂંકા અસા હય. ૫૧

**સાર**—દરેક લડાઇના મેદાનમાં તારૂં નામ જવાંમરદોનું હથીયાર અને ઘરડાઓનો ટેકો થઇ રહ્યું છે.

જો ખાક તેરે દરપે હે જારૂબસે ઉડતી,
વોહ ખાક હમારે લીયે દારૂએ શફા હય. ૫૨

**સાર**—તારા દ્વારપર જે ઝાડુથી રજ ઉડી રહી છે તે રજ અમારા માટે બીમારીની દવા છે.

જો શેહર હુવા તેરી વીલાદતસે મુશર્રફ,
અબતક વોહી કીબ્લા તેરી ઉમ્મતકા રહા હય ૫૩

સાર—જે શહેરને તારા જન્મનું માન મળેલું છે તે શહેર આજસુધી તારી ઉમ્મતનો કીબ્લો મનાતું રહ્યું છે.

ઉસ મુલ્કને પાઇ તેરી હીજરતસે સઆદત;
કાબેસે કશીશ ઉસ્કી હરેક દીલમેં સીવા હય ૫૪

સાર—જે શહેરે તારી હીજરતથી વડાઇ મેળવી છે તેનું ખેંચાણ કાબા કરતાં દરેકના દીલમાં વિશેષ છે.

કલ દેખિયે પેશ આએ ગુલામુંકો તેરે કીયા,
અબતકતો તેરે નામપે એક એક ફીદા હય. ૫૫

સાર—હવે જોઇએ કે કાલે તારા ગુલામુંને શું શું પેશ આવે છે. હજી સુધી તો તેમાંનો દરેક તારા નામપર ફીદા છે.

હમ નેકહેં યા બદહેં ફીર આખેરહેં તુમ્હારે,
નીસબત બહોત અચ્છીહે અગર હાલ બુરા હય ૫૬

સાર—અમો સારા અગર નરસા જે છીએ તે છેવટે તારાજ છીએ. જોકે અમારી હાલત ખરાબ છે પરંતુ તારી સાથેનો સંબંધ ઘણો સારો છે.

ગર બદ હેં તો હક અપના હે કુચ્છ તુજપે ઝીયાદા
અખબારમેં અત્તાલેહો લી હમને સુના હય. ૫૭

સાર—જો ખરાબ છીએ તોપણ તારાપુર અમારો હક વિશેષ છે, કેમકે તું ખરાબીનો દુર કરનાર છે, એમ અમોએ સાંભળ્યું છે.

તદબીર સંભલનેકી હમારે નહિ કોઇ,
હાં એક દોઆ તેરી કે મકબુલે ખુદા હય. ૫૮

સાર—અમારા સુધરવાની કાઇપણુ તદબીર જણાતી નથી પણુ હા, તારી એકજ દોઆ બસ છે કેમકે તે ખુદાની દરગાહમાં મકબુલ છે.

ખુદ જાહકે તાલેબ હેં ન ઇજ્જતકે હેં ખાહાં
પર ફીક્ર તેરે દીનકી ઇજ્જતકી સદા હય. ૫૯

સાર—અમો દબદબો કે ઇજ્જતની ખાહેશ રાખતા નથી, માત્ર તારા દીનની ઇજ્જત રહે તેજ સદા ઇચ્છીએ છીએ.

ગર દીન કો જોખું નહિ ઝીલ્લતસે હમારી,
ઉમ્મત તેરી હર હાલમેં રાઝી બ રઝા હય ૬૦

સાર—અમારી પડતીથી જો દીનને કાંઈ જોખમ ન હોય તો પછી આ તારી ઉમ્મત ખુદાતાલાની મરજીપર રાજી છે.

ઇજ્જિતકી બોહોત દેખલીં દુન્યામેં બહારેં,
અબ દેખલેં યેહભી કે જો ઝીલ્લતમેં મઝા હય. ૬૧

સાર—ઇજ્જતના લહાવો પણુ દુનિયામાં ઘણા લઇ લીધા હવે એ પણુ જોઇ લઇએ કે અપમાનમાં શું સ્વાદ છે.

હાં હાલીયે ગુસ્તાખ ન બહડ હદે અદબસે,
બાતુંસે ટીપકતા તેરી અબ સાફ ગીલા હય, ૬૨

સાર—ઓ ! ગુસ્તાખ હાલી ! હવે તું હદ કુદાવી ન જા, કેમકે તારી વાણીમાં હવે સ્પષ્ટ રીતે નીંદા જણાઇ આવેછે.

હે યેહભી ખબર તુજકો કે હે કોન સુખાતેબ,
યાં જુમ્બીશે લબ ખારેજ અઝ આહંગ ખતા હય. ૬૩

સાર—તને એ પણ ખબર છે કે અહીં કોણ સાંભળનાર છે! અહીં તારી દોઆ કબુલ થયા વિના રહે તેમ નથી.



# જીવન.

આ જીવન ખાવાથી શકિત વધે છે: પાચનશકિત સુધરે છે. વીર્ય અને લોહી સુધારે તથા વધે છે. મગજને પુષ્ટી મળવાથી બુદ્ધિ અને યાદ દારત વધે છે, ક્ષય, ઉરક્ષત, શ્વાસ, કંઠરોગ, હૃદય રોગ, પીત, જીર્ણજ્વર, ગરમીના હર્ષ દસ્તની કબજીયાત અને શરીર ઉપર થતા સર્વે પ્રકારનો દાહ મટે છે, દર ત્રીસ તોલા જીવનથી ભરેલ ડબાનો રૂપિયો એક પેકીંગ પોસ્ટેજ મંગાવનારને શીર.

**નયનામૃત**–આ લાલ સુરમો વાપરવાથી આંખે થતા ફુલાં ડોળ, વેલ મોતીઆ, સુવા, આજણીઓ પરવાળાં, ઝામરવા, તાપોડીયાં, ખીલ, છારી અને ઝાંખ મટી જાય છે. સવા તોલાની શીશીનો રૂપીઓ એક પેકીંગ પોસ્ટેજ મંગાવનારને શીર.

**દ્રાક્ષારસ**–આ દ્રાક્ષારસ પીવાથી પાચન શકિત વધે છે. દસ્તની કબજીયત દુર થાય છે. રકતપીત, ઉધરસ, છાતીમાં થએલ ક્ષય, ક્ષય, ઝાડાની બીમારી વિગેરે મટે છે પુરૂષાત્વ વધે છે. લોહી સુધરે છે. દરેક બાટલીનો રૂપીઓ દોઢ પેકીંગ પોસ્ટેજ મંગાવનારને શીર છે.

**કેશ કલ્પ**–પચીસ તોલા કલ્પથી ભરેલ એક ડબાના બાર આના પેકીંગ પોસ્ટેજ મંગાવનારને શીર.

તમામ દર્દીઓને સલાહ મફત આપવામાં આવે છે. અમારી સાથેના પત્ર વ્યવહાર પ્રસંગે અર્ધા આનાની ટીકીટ મોકલાવવી. એજન્ટો જોઇએ છીએ.

વઢવાણ શહેર કાઠીઆવાડ } **શાહ નારણજી અમરશી.**

# ખાસ સૂચના.

મારા તરફથી ઇસ્લામી સાહિત્યને લગતાં પુ
કાયમ બહાર પડતાં રહે છે. તેમાં ઇસ્લામી અ
નોનાં જીવન ચરિત્રો, કોમ ઉન્નતિના રીસાલાઓ, ઠાગા
ધર્મગુરૂઓનાં ભોપાળાં, ઇસ્લામી ફીલોસોફીનાં પુસ્તકો,
લતીફા બજ ઇસ્લામીઓના વૃતાન્તો મુખ્ય છે. એક
પોસ્ટ કાર્ડ પર પુરૂં નામ ઠામ લખી મોકલી મોટું
પ્રાઇસ લીષ્ટ મંગાવો.

ઠેકાણું.—

એદલજી ધનજી કાબા.

અમરેલી—કાઠીઆવાડ.